તે વ્યક્તિએ પોતાનો બુરખો ખોલ્યો..."જો ! દીનેશ ! હું કોણ છું ? મ્હારા શબ્દો સાચાં પડશે. વેશ્યા જ્યોતિબાળાના વચનમાં વિશ્વાસ રાખ !"

થોડી વારે એ કાળી મુર્તિ ચાલી ગઇ. દીનેશને રમેશના હાથ-માંથી છોડાવનાર જ્યોતિ ! તે એજ હતી.

દીનેશને ગોળી મારવાના ઇરાદે આવેલા રમેશની પૂંઠ તેણે પકડી હતી. શયતાની મંડળમાં એ સભ્ય તરીકે જોડાઇ પરોપકારના કાર્ય કરતી હતી.



# પ્રકરણ—૧૧ મું



## " દયાની શિક્ષા ! "

વાંચક સ્નેહી ! પ્રસ્તુત પ્રકરણ પ્રથમ પ્રકરણના અનુસંધાન રૂપે છે. જ્યારે રમેશનું ખુન ઇન્દીરાના હસ્તે થયું, અને બેહોશ ઇન્દીરાના ચોળીના ગજવામાંથી દીનેશને પેલી તેર પાનાની કેટ મળી આવી, ત્યારે તેને બારીકાઇથી નિરખવા લાગ્યો. તેરે તેર પાના ચોકટના હતા. અન્ય કોઇ પણ જાતનું ચિહ્ન પાનાઓ ઉપર ન હોવાને લીધે દીનેશ કેવળ એટલીજ અટકળ કરી શક્યો કે નક્કી ઇન્દીરા પણ આ ગુપ્ત મંડળના દમાનો ભોગ ઇચ્છા–અનિચ્છાએ પણ બનેલી છે. ઇન્દીરાએ પોતાની ઉપર વ્હેમ ન આવે એ વિચારે તેણે તે કેટ સંભાળપૂર્વક

પાછી તેણીના ગજવામાં મુકી દીધી. એટલામાં ઇન્દીરાએ બેશુદ્ધિમાં જ પાસું બદલ્યું. તેના પોલકાના બારીક વસ્ત્રમાંથી બાંહ્ય નીચે દીધેલો ડાંમ સ્પષ્ટ દેખાતો હતો. દીનેશે તે જોયો, તે ભાગ ખુલ્લો કરી ધ્યાનપૂર્વક અવલોક્યો. તે નિશાની કેટમાં પંઝાના પાનાને મળતી આવતી હતી.

હજુ દીનેશ સંભાળપૂર્વક એ ચિહ્ન તપાસે તે પ્હેલાં તો ઇન્દીરા જાગ્રત થઇ. પતિને પોતાના ગુહ્ય ભાગના ગુપ્ત ચિહ્ન પ્રતિ અવલોકતો જોતાંજ તે બેઠી થઇ ગઇ. અસ્તવ્યસ્ત થયેલ ચીરો સરખાં કર્યાં. માથા ઉપરથી ઉડી ગયેલો છેડો ઓઢયો. તે પછી તે બોલી.

" તમે શું જોતા હતા ? ને હજુ જોઇ રહ્યા છો ? "

" ત્હારા હાથ ઉપરનું એ ભેદી ચિહ્ન ! "

દીનેશના મ્હોંમાંથી એ શબ્દો બ્હાર પડયા, તેવોજ ઇન્દીરાનો હાથ તેની ચોળીના ગજવામાં પડયો, ચતુર દીનેશ ચેતી ગયો, કે ઇન્દીરા પોતાની કેટ સહીસલામત છે કે નહિ ? તે તપાસે છે. અને હતું પણ તેમજ. કેટને સુરક્ષીત જોતાંજ તેનો અડધો જીવ ઠેકાણે આવ્યો. તે બોલી.

" શું તમે એ નિશાની જોઇ ? "

" હા ! ઇન્દીરા ! હું ત્હને આજલગી વિશ્વાસુ ધારવામાં સખ્ત ઠગાયો. "

" કેમ ? "

" તું મહેશબાબુના ખૂની મંડળ **ચોકટના એક્કાની** છૂપી જાસુસ છે. "

" તમે ! આ શું બોલો છો ? "

" સત્ય કહું છું ! કહે, રમેશનું ખુન કરવાનું ત્હને શું પ્રયોજન ?"

" મ્હારું સૌભાગ્ય સંરક્ષણ ! તમારી જીવન-રક્ષાર્થે ! "

" એટલે ! "

" રમેશ ! સ્નેહી નહી પણ શયતાન છે. તમારું ખુન કરવા તે આવ્યો હતો. "

"રમેશ ! અને તે મ્હારૂં ખૂન કરવા આવેલો ? એ વાત માન્યામાં આવેજ કેમ ?"

"અત્યારે નહિ તો ભવિષ્યમાં આવશે."

"રમેશ પર આરોપ મૂકતાં પ્હેલાં ત્હારી પાસે એનો શો પૂરાવો છે."

"પુષ્કળ ! કારણ ! રમેશને હું આજકાલની નહિ, પરન્તુ મ્હારા જન્મથી ઓળખું છું. પરન્તુ અફસોસ ! કે એ બધું હું તમને અત્યારે કહી શકતી નથી."

"ત્યારે તું દુષ્ટના મંડળમાં સામેલ છે, એ વાત તો સાચીને ?"

"હા ! પિશાચ-મંડળનું હું એક હથીઆર છું."

**દીનેશ ઇન્દીરાની આવી હિંમત ભરી કબુલતથી હેરત પામી ગયો તેના દીલમાં નિશ્ચય થયો, કે ઇન્દીરા આ પાપી મંડળમાં સંજોગનો ભોગ થઇ સંડાઇ ગઇ છે. પરન્તુ ફીકર નહિ ! એનીજ મારફતે આગળ પગલાં ભરવાં ઠીક થઇ પડશે, ધારી તે કશું બોલ્યો નહિ. ઇન્દીરાને ત્યાંજ થોભવાનું કહી, તે દિવાનખાનામાં ઘાયલ થયેલ**

રમેશના શબની તપાસ કરવા પાછો ફર્યો, પરન્તુ અત્યંત અજાયબીની અંદર તેને માલમ પડયું, કે રમેશનું શબ ત્યાં ન હતું.

વાંચક ! રમેશની સાથે આવેલા માણસો રમેશને બહુવાર થયા. છતાં પાછો ફરેલો ન જોતાંજ શોધવા અંદર આવ્યા હતા. અને ઘાયલ સ્થિતિમાં તેને ઉપાડી ગયા હતા. ઘા ખભા ઉપર થવાથી તે બચી જવા પામ્યો હતો. દીનેશને ઇન્દીરા ઉપર વ્હેમ આવે એવું એક કારસ્તાન તેઓ જતાં જતાં કરી ગયા હતા. અને તે એક ચિઠ્ઠી તેઓ ત્યાં મુકી ગયા હતા. દીનેશે તે ઉપાડી. વાંચી.

"દીનેશ !

ઇન્દીરા એકકાના મંડળની એક છુપી સભ્ય છે.

ત્હારા પરમ મિત્ર રમેશ સાથે તેને આડો વ્યવહાર છે. રમેશ ત્હને "ઇન્દીરા ! મંડળમાં છે !" એ વાત કહી દે, એ ધાકે ઇન્દીરાએ તેનું ખૂન કરવા ધાર્યું હતું. પરન્તુ ઇશ્વર કૃપાએ એ બચી ગયો છે. અમે એકકાના માણસો કે જે ઇન્દીરાની મદદે આવ્યા હતા તેઓજ ઇન્દીરાના કે'વાથી રમેશના શબને ઉપાડી ગયા છીએ. શકિત હોય તો સ્હામી છાતી ધરી મયદાનમાં પડજે !"

લી૦ ચોકટનો એકકો.

ઇન્દીરા ઉપર સંશય લાવવાનેજ આ બનાવટી કાગળ મુકીજવામાં આવ્યો છે એમ પામી જતાં દીનેશને વાર ન લાગી. પરન્તુ આ બધી ખટપટમાં તેને ઇન્દીરાની સ્થિતિ સૂડી વચ્ચે સોપારીના જેવી લાગી. મંડળે હવે ઇ મ્હારેજ હાથે ફસાવવા આ ભયંકર પ્રપંચજાળ

પાથરી છે, એમ તે ચેતી ગયો. તેને પણ એક વાર રમેશ સાથે ઇન્દીરા આડો સંબંધ ધરાવતી હોય, એમ શંકા ઉપજી હતી. પરન્તુ બદમાસોના આ ખુલ્લા પત્રે તે સમુળગી દૂર થઇ, ગેન કેન પ્રકારેણુ ઇન્દીરાનો ભેદ જાણી, તેને દગાખોરોના પંઝામાંથી છોડાવવી ! એવો દીનેશે દઢ નિશ્ચય કર્યો. તે ઇન્દીરાની પાસે ફર્યો, ઇન્દીરા તેના આવવાનીજ વાટ જોઇ રહી હતી.

" રમેશનું શબ ગૂમ થયું છે. " દીનેશ બોલ્યો.

" શું ત્યાં નથી ? "

" ના ! ચોકટના એક્કાના માણસો તેને ઘાયલ સ્થિતિમાંજ લઇ ગયા છે. "

" ઓ પ્રભુ ! " ઇન્દીરાએ કપાળે કર ઠોકયો.

" ઇન્દુ ! આ મુઝવણુ તું મટાડી શકે એમ છે ! રમેશના જીવનથી ત્હને ગેરલાભ થવાનો સંભવ લાગે છે. ત્હારે માથે વિપત્તિનું મહાન વાદળ તૂટી પડે એમ જણાય છે. નહિતો એ'ના મ્હોતનો પયગામ સાંભળવા તું આટલી આતુર કેમ જણાય ? ઇન્દુ ! તું દીલ ખોલીને મ્હારી સાથે વાત કર ! ત્હારૂં તમામ દુઃખ હું દૂર કરીશ. "

" નાથ ! શું કરૂં ? મન તો બહુજ થાય છે, કે જાણે હમણાંજ હૃદય ખોલી બધું કહી દઉં ! પરન્તુ ના ! તેમ થઇ શકતું નથી. આ અભાગિની એક ભયંકર શર્તથી બંધાયલી છે. "

" ભલે ન કહે ! પરન્તુ એટલું તો જણાવ, કે રમેશની હયા-તીથી તને શું ગેરલાભ છે ? "

" મ્હને ? મ્હારા કરતાં ગેરલાભ તો તમને વિશેષ છે, રમેશ પોતાના મિત્રનું ! મ્હારા સૌભાગ્ય સૂર્યનું શબ જોવા મ્હાય છે. "

" ઇન્દુ ! તું આ શું બોલે છે ? "

" સત્ય ! "

" દીવાની તો નથી થઇ ગઇ ? "

" ખુન કરતી વખતે થઇ ગઇ હતી ? પરન્તુ અત્યારે તો નથી... નાથ ! વ્હાલા ! કૃપા કરી તમે જરા બ્હાર જાવ. મ્હારા વ્યાકૂળ ચિત્તને શાન્ત થવા દયો. "

દીનેશ ઇન્દીરાને એકલી મુકી ત્યાંથી અન્ય ખંડમાં ચાલ્યો ગયો. તે પછી પાછળ ઇન્દીરા પણ ઉઠી. રમેશ પોતાના હાથમાંથી બચી ગયો અને પોતે વચનભંગ કર્યું, તે માટે મંડળ તેને કે'વીક ભીષણ શિક્ષા કરશે, એજ વિચારે તેને ગાંડી બનાવી. સ્હામેના એક મ્હોટા આયના તરફ તે એકાએક દોડી...

" હા ! આજ તે ક્રૂર રાક્ષસ રમેશનો ફોટો ! અફસોસ ! ભોળા ભરથારને કયાં ખબર છે કે એના મ્હોતથી મ્હને જેટલું સુખ થાય છે, તેથી વિશેષ એ'ના મ્હોતથી એક વ્યકિતને દુઃખ થાય છે... અને ઓ ! હા ! તે વ્યક્તિ ! તે આજ ! મ્હારી અભાગિની ભાભી ! ચંદ્રિકા ! "

દીવાની ઇન્દુને આયનામાં પોતાની ભાભીની છબી આલેખાયલી નજરે પડી. કેમ જાણે છિન્ન ભિન્ન વેશવાળી રડતી ચંદ્રિકા ન્હાની નણંદ પાસે પોતાના પતિના અપકૃત્યો બદલ ક્ષમા માગી તેના જીવન-દાન માટે ચરણે પડી દયાની ભિક્ષા ન માગતી હોય !

ચંદ્રિકાની આ દીન, હીન અને કંગાલ કરૂણ દશાનું પ્રતિબિંબ નિહાળતાંજ દિવાની ઇન્દુ શુદ્ધિ ખોઇ બેઠી...ને ગાંડાંની માફક લવારા કરવા લાગી..."ઓ ! હા ! પરોપકારી ભાભી ! ત્હારા આ હાલ કરનાર કોણ ? ત્હારા લલાટને ફોડવા મ્હેં શું ઓછું કર્યું છે ? ના... ના–હવે કંઈ નહિ કરૂં ! ત્હારે ખાતર હું સર્વ સહીશ...પરન્તુ હવે એ ત્હારા અધમ રસ્તે ગયેલા કાન્તને નહિ છેડીશ ! ક્ષમા કર ! દેવી ! **દયાની ભિક્ષા** ત્હારે ન માગવાની હોય ! તે તો મ્હારા જેવી નિર્ભાગીનીઓને કહી ઇન્દીરાએ આયના ઉપર પડતું નાખ્યું આયનો ફૂટી ગયો. ઇન્દીરાનું માથું લોહીલોહાણ થઇ ગયું, એક કારમી ચીસ તેના મુખમાંથી નીકળી ગઇ અન્ય ખંડમાં સૂતેલા દીનેશના વિચારો અટકયા. તે દોડી આવ્યો. લોહીથી તરબોળ ઇન્દુને તેણે ઉંચકી લીધી. માથા ઉપર સજ્જડ પાટો બાંધી દીધો. પાટો બાંધતાં બાંધતા તે સજળ નયને ઇન્દીરાના વદન પ્રતિ જોઇ બોલ્યો. "વ્હાલી ! ત્હારો આ દીનેશ ! ત્હને જરૂર એકવાર પ્રાણના ભોગે પણ છોડવી સુખી કરશે !"



# પ્રકરણ—૧૨ મું.

## "સાન્મત્ર કે સયતાન ?"

રમેશનું ખૂન થયાને આજે બીજી રાત્રિ હતી. દીનેશ પોતાના શયન ભુવનમાં સૂતો હતો. પરન્તુ ચિન્તાતુર ઇન્દીરાને પળે પળે એકકાનાં માણુસો પોતાને પકડવા આવશે એમ ભણકારા વાગી રહ્યા હતા. તેની આંખો અર્ધી મિંચાઇ હશે. ત્યાં તો બારણા ઉપર કોઇના ભેદી ટકોરા વાગવા લાગ્યા. વ્યાકુળ ચિત્તવાળી ઇન્દીરાએ ડરતા હૃદયે અને કંપતા કરે દ્વાર ખોલ્યું, આવનાર એકકા તરફથી ત્રણ રમણી હતી. તેઓના બુરખાઓમાં અનુક્રમે તીરી, ચોગ્ગો અને દૂરી ગુંથાયલા હતા.

ચોગ્ગો નવીન યુવતી હતી. બાકી તીરી તથા દૂરીથી આપણે પરિચિત છીએ. તીરી અને ચોગ્ગો બહાર બેઠાં. દૂરી ધ્રુજતી ઇન્દીરાને શૃંગાર ભુવનમાં લઇ ગઇ.

વાંચક ! પાપાલયમાં પ્રીત આંવનાર જીવન સખી દૂરીને જોતા ઇન્દીરાનો ભય કંઇક દૂર થયો. દૂરીએ આંસુ ભરી આંખે ઇન્દીરાને એકકાની કઠોર આજ્ઞા સંભળાવી દીધી.

"ઇન્દુ ! રમેશના ઘાયલ થવાનો આરોપ ત્હારે શિર હોવાથી આજ એકકાની સભા મળનાર છે. આજે તેમાં ત્હને શિક્ષા થનાર છે.

બંને સહીઓ ભેટી રડી. તે પછી દૂરી બોલી...

" ઉતાવળ કર ! બ્હાર મોટર તૈયાર છે. મંડળના વસ્ત્રોથી વિભૂષિત થઇ ઇશ્વર ભરોસે ચાલ. કારણ ? તે વિના છૂટકો નથી. "

જ્યારે એક બાજુ ઇન્દીરા અને દૂરીનો ઉપરોક્ત હૃદયભેદક વાર્તાલાપ ચાલી રહ્યો છે, ત્યારે બીજી બાજુ ચોગ્ગાને ત્યાંજ બેસવાનું કહી...નંબર ૩ ની રમણી મકાનમાં ફરવા લાગી. ફરતાં ફરતાં તે દીનેશના શયન ખંડમાં આવી લાગી. ઉંઘતા દીનેશને તેણે ઢંઢોળ્યો. અર્ધ ઉંઘમાંથી આંખો ચોળતા ઉઠેલા દીનેશે પોતાની પાસે એક કાળી આકૃતિને ઉભેલી જોઈ ને તે કંઇ બોલે તે પ્હેલાં તો નં૦ ૩ ની રમણીએ ટેબલ ઉપર બળતું ફાનસ તેજ કર્યું. બુરખો ઉંચો થતાંજ તેનો પ્રકાશ રમણીના વદન ઉપર પડયો.

" કોણ ? જ્યોતિ ? " દીનેશથી બોલાઇ જવાયું.

" હા ! સત્વર ઉઠો "

" કેમ ? "

" શત્રુમંડળમાં આજ જવું છે ? "

" શી રીતે ? "

" હું લઇ જઇશ. "

" ચાલો ! "

" સબુર ! પરન્તુ તે પ્હેલાં મ્હારી એક શર્ત સ્વીકારવી પડશે ? "

" તે શું ? "

" આખા મંડળને તમે પકડો ! તેમાં કેવળ એકજ વ્યક્તિને મ્હારે હવાલે કરવી. "

" તે કોણ ? "

" તે હું તેજ વખતે માગી લઇશ. "

" વારૂ ! કબુલ ! લે આ વચન. "

" તો સાંભળો...તમે દ્વાર પાસે બેસેલી રમણીને બેશુદ્ધ કરી તેનો પોશાક પ્હેરી ચાલો. ગુપ્તમંડળની સભા આજે તમારી ઇન્દીરાને શિક્ષા કરનાર છે. "

" શું કરવું ? " તે ટુંકાણમાં સમજાવી જ્યોતિ વેગપૂર્વક ચાલી ગઇ. બ્હાર ઉભેલી મોટરકારને વ્હેમ ન પડે તેમ વધુવાર થોભાવવા તે તેની સાથે વાતે વળગી. નં૦ ૩ ની રમણી તે જ્યોત હતી.

બીજી બાજુ જ્યારે તીરીની રમણીને બહુવાર થયા છતાં ન આવેલી જોઇ, ત્યારે તે સમાચાર દૂરીને જણાવવા તે ચોગ્ગાની યુવતી ઇન્દીરાના શૃંગારખંડમાં ગઇ, ચોગ્ગાને ઇન્દીરાને સજ્જ થવામાં મદદ કરવાનું કહી દૂરી નં૦ ૩ ની રમણીને શોધવા બ્હાર આવી. ત્યાં તો દીનેશનો લોખંડી હાથ તેના ગળા ઉપર પડયો. બીજીજ પળે તે બેહોશ થઇ ગઇ.

ભુલથી દીનેશે અંધારામાં ચોગ્ગાની રમણીને પકડવાને બદલે તીરીનેજ બેશુદ્ધ કરી દીધી ક્લોરોફોર્મે પોતાનું કાર્ય કર્યું. દુરીને એક ખંડમાં બંધ કરી, દીનેશે તેના કપડાં પ્હેરી લીધાં. દુરીના ડ્રેસમાં તે તૈયાર થઇ ગયો. એટલામાં ઇન્દીરા પંઝાના બુરખામાં સજ્જ થઇ. ચોગ્ગા સાથે નીકળી. થોડેથીજ દુરી ઉર્ફે દીનેશ તેની સાથે થઇ ગયો. બ્હાર તીરી ઉર્ફે જ્યોતિ ઉભેલીજ હતી. ચારે રમણી મોટરમાં બેઠી. મોટર પૂરતી ઝડપે દોડવા લાગી.

ઇન્દીરા ઉર્ફે પંઝો જ્યારે દુરીને પોતાની પાપાલયની સખીજ સમજતી હતી, ત્યારે જ્યોતિ ઉર્ફે તીરીની રમણી યોગ્ગાનેજ દીનેશ સમજતી હતી. પરન્તુ દીનેશ દુરીના વેશમાં છે, એ ઘોંટાળો કોઇ જાણતું ન હતું.

મોટરકાર વેશ્યા જ્યોતિબાળાના મકાન પાસે આવી અટકી. ચારે રમણી અને મોટર ડ્રાઇવર તેમાંથી નીચે ઉતર્યા. કળ દબાઇ, વેશ્યા જ્યોતિનો માળ પાંચેને લઇ જમીનમાં ઉતરવા લાગ્યો. જોતજોતામાં તેઓ પાંચે એક્કાની ભવ્ય સભામાં આવી રહ્યા.

મંડળના પ્રત્યેક સભ્યો પોતપોતાના ચિહ્ન વાળી ખુરસીઓ ઉપર ગોઠવાયાં. દીનેશ ઉર્ફે દુરી પણ રમણી મંડળમાં ભરાયો હતો. તેની પાસે તીરી રમણી ઉર્ફે જ્યોતિ બેઠેલી હતી. 'જ્યોતિની એક બાજુ દુરી તો બીજી બાજુ યોગ્ગાની રમણી હતી. છતાં જ્યોતિ તો યોગ્ગાને દીનેશ તરીકે ધારી રહી હતી. દીનેશના હાથમાં અત્યારે સાત બ્હારની ભરેલી પિસ્તોલ હતી, તે આજે પ્રાણના ભોગે પણ આ બદમાસ મંડળની બાતમી મેળવી જવા આવ્યો હતો.

ગુહનેગાર પંઝો ઉર્ફે ઇન્દીરાની ખુરસી આજે **ચોકટના એકકાના** ઉંચા આસનની બરાબર સ્હામે, અને બધાથી ખાસ જુદીજ મુકવામાં આવી હતી. થોડી વારમાં ત્યાં મંડલના સંચાલક અને સ્થાપક એકકાના દર્શન થયા. તેની સૌથી આગળ બાદશાહ ચાલતો હતો.

સર્વેના બેઠાં પછી એકકાએ બાદશાહને ગુહનેગાર માટે જે કંઇ ફરિયાદ કરવાની હોય, તે "જણાવવાનું કહ્યું, બાદશાહ ઉભો થયો. એકકાએ તેને પ્રશ્ન કર્યો.

"તમે દીનેશને ત્યાં કયે વેશે અને ક્યારે ગયા હતા?"

"પરમ દિવસે રાત્રિના! અને આ વેશે!"

એટલુંજ બોલતાં બાદશાહે પોતાનો કાળો બુરખો દૂર કર્યો.

"કોણ? રમેશ? મ્હારો સ્નેહી?" દીનેશ તેને બાદશાહના વેશમાં જોતાંજ મનમાં પોકારી ઉઠયો.

"અફસોસ! આજ પર્યંત હું રમેશને સન્મીત્ર માનવામાં સજ્જડ ઠગાયો. ઇન્દીરાનુ કહ્યું સત્ય પડયું રમેશ એકકાનો જમણો હાથ! અને બાદશાહ તરીકેની ભૂમિકા બજવે - છે." તે લાલપીળો થઇ ગયો. સ્વાગત બબડયો "હરામખોર! એ તે સન્મિત્ર કે શયતાન?"

"વારું પછી શું થયુ?" એકકાએ આગળ પ્રશ્ન કર્યો.

"રમેશના વેશે હું ઇન્દીરાને રાત્રે મળ્યો. તેની બે વર્ષની મુદત પૂરી થવાથી મ્હેં તેને દીનેશનું ખુન કરવાની શરત યાદ દેવડાવી પરન્તુ તે હડીલીએ શરત તોડી બેધ્યાન એવા મ્હને એણે ઠાર મારવા ઘા કર્યો. પરન્તુ તે ખભામાં વાગતાં હું ઘાયલ થઇને બચી ગયો. વિકાળ મ્હને ત્યાંથી તે પછી ઉઠાવી અહીં લાવ્યો."

"ઇન્દીરા! શું આ વાત સત્ય છે ને ત્હેં કરેલી શરત તોડી?"

"હા!"

શું? કીધેલો કરાર ન ગણકાર્યો! ઓફ! ત્હારે એ માટે મ્હોતને ભેટવું પડશે."

રમેશની વાતથી દીનેસ ઇન્દીરા રમેશનું ખુન કરવા કેમ માંગતી હતી. તે પામી ગયો.

ઇન્દીરા નિર્દોષ છતાં દૈવી સંયોગે આ મંડળમાં બળાત્કારે સભ્ય બની છે. તથા ત્હેની નિશાની પંઝાની છે તેની તેને ખાત્રી થઇ. મામલો અણી ઉપર આવતાંજ તે પોતાની પિસ્તોલ લઇ યાંહોમ કરી ઝુકવા અને ઇન્દીરાને બચાવી લેવા તૈયાર થઇ રહ્યો.

ચોગ્ગાને દીનેશ ધારી તીરી ઉર્ફે જ્યોતિએ તેના કાનમાં કહ્યું ! "દીનેશ ! સાવધ !"

પરન્તુ જ્યોતિને કયાં ખબર હતી કે દીનેશ તો દુરીના વેશમાં છે. તેની આ ભુલે રંગમાં ભંગ પાડયો. ચોગ્ગાને જ્યોતિ ઉર્ફે તીરી ઉપર વ્હેમ આવ્યો. "મ્હને દીનેશના નામથી પોકારી સાવધ રે'વાની સૂચના કરનાર નક્કી એ કોઇ વેશધારી જાસુસ હોવો જોઇએ, અને પોતાના માણસને બદલે ભુલથી તે મ્હને બોલાવી રહ્યો છે." એમ પલકમાં તે પામી ગઇ, ચોગ્ગાની રમણી તે સાથેજ ઉભી થઇ ગઇ.

"નામદાર ! થોભો ! ગુન્હેગારને શિક્ષા તથા તેનો અમલ કરતાં પ્હેલાં મ્હારી શંકાનું સમાધાન થવું જોઇએ. મ્હને કોઇ જાસુસ ગુપ્ત વેશે આટલામાં આવ્યો હોય એમ શંકા પડે છે."

જ્યોતિ ! અને દીનેશના આશ્ચર્યની વાત ! આપણે કયાંથી કલ્પીએ ? જ્યોતિ ચોગ્ગાની રમણીના વેશમાં દીનેશને ન જોતાંજ, ઉલ્ટી પોતાની ગોઠવેલી બાજી ધુળમાં મળેલી જોઇ, હતાશ થઇ. એટલુંજ નહિ, પરન્તુ પોતે હાથે કરી સંકટમાં આવી પડી, કારણ? દીનેશનું તેણે નામ દીધું હતું ! એટલે તેની સાથે તે મળી ગઇ હોવી જોઇએ, એમ એક્કાને સમજતાં હવે વાર લાગે એમ ન્હોતું. પરન્તુ તે એમ ગાંજી જાય એમ ન હતી? "દીનેશ ! ન આવ્યો તો ભલે !" પોતાનું અને ઇન્દીરાનું બંનેનું રક્ષણ કરવા તેણે જાતે કમ્મર કસી. સાડીમાંથી ભરેલી પિસ્તોલ તેણે ખેંચી કાઢી.

"બાદશાહ ! તમામના બુરખાઓ ઉપડાવી તપાસ કરો ? કોઇ બદમાશ પકડાય, તો તેને હાજર કરો."

જ્યોતિ અને દીનેશ સિવાયના તમામે પોતપોતાના બુરખાઓ એક્કાની આજ્ઞા થતાં તર્તજ ખોલી નાખ્યા. બાદશાહની નજર દુરી અને તીરી ઉપર પડી. તે આગ્યો. દુરીના મોઢા ઉપરથી બુરખો ખેંચી લીધો. પોતાના વેશમાં પિસ્તોલ લઈ દીનેશ ઉભેલો હતો.

"કોણ ? દીનેશ ?"

"હા ! રમેશ ! દગાખોર ! દોસ્ત ! સ્નેહીની ગરજ તો ઠીક સારી ! બબ્બે વર્ષ પર્યંત મ્હારી બાજીઓ ધુળમાં મેળવનાર દગાબાજ ! આજ ઠીક સપડાયો છે."

રમેશ ઉર્ફે બાદશાહના હાથો ઉંચા થઇ ગયા, એકકો પણ બખ-બીન આંખે જોઇ રહ્યો. ઇન્દીરા પોતાના વ્હાલમને આવી ભેટી પડી.

મંડળના તમામ સભ્યો આભા બની ગયા હતા પરન્તુ ચતુર બિકાળીએ ધીરેથી દીનેશની નજર ચૂકાવી પિસ્તોલના ઘોડા ઉપર આંગળી મુકી. જ્યોતિએ તેને જોયો. બુરખો કાઢી નાખી તેણે બિકાળ ઉપર વ્હાર કર્યો. ગોળીથી વિંધાઇ બિકાળ તરફડી પડયો. દીનેશ પોતાની જીવન-રક્ષક જ્યોતિને જોઇ રહ્યો.

"કોણ ? જ્યોતિ ! તું !" એકકાના મુખમાંથી ઉદ્ગાર બ્હાર પડયા.

"હા...હા..."

"બેવફા !" રમેશ બોલ્યો.

"ચૂપ ! બેવફા તો તું છે. બિચારી ચંદ્રિકા...છોને પતિએ વૈધવ્યના કષ્ટો વેઠે, તે કોને પાપે ?"

"સૌ સૌના કર્મે !"

"એમ ? ઠીક ! દીનેશ બાબુ ! આ તમામ બદમાશ મંડળને પેલી રસી વડે બાંધો, અને આ બે બહાદુર વીરનરોને (એક્કા–બાદશાહ) સરકારી જેલખાનાની હવા ખાવા લઇ ચાલો..."

દીનેશે તમામ મંડળને રસી–બધ્ધ કર્યું. પરન્તુ જેવો તે ચોકટના એક્કા તથા બાદશાહને પકડવા પિસ્તોલ લઇ આગળ વધ્યો, તેવોજ એક ભયંકર અવાજ થયો. આખા ઓરડામાં ધુમાડાના ગોટેગોટા ફરી રહ્યા. જ્યારે ધુમાડો દૂર થયો, ત્યારે ત્યાં દીનેશની બાજનજરની અંદર એક્કો, અને બાદશાહ બે નહતાં.

"જોઇ લેવાશે ! દીનેશબાબુ, હવે તમે સત્વર બ્હાર ચાલો."

પકડાયલો સરદારહીન સોનેરી ટોળીને લઇ જ્યોતિ, ઇન્દુ, તથા દીનેશ બ્હાર નીકળ્યા. ઘરભેદુ જ્યોતિ માર્ગના ભોમીયા તરીકે ઠીક કામ લાગી. પકડાયલી દુષ્ટ મંડળીને દીનેશે પોલીસને હવાલે કરી. તે પછી જ્યોતિ, ઇન્દીરા અને દીનેશ ત્રણે પોતાને મકાને જવા લાગ્યા.

એક્કાની મંડળીના થોડાક માણુસોને દીનેશ નામના એક શ્રીમાન નવયુવાને પકડયા છે, એ વાત તેજ દિને શહેરના પત્રોમાં છપાઇ ગઇ. કલકત્તામાં દીનેશનું નામ ઠેર ઠેર ચર્ચાઇ રહ્યું.

"ચોગ્ગાને ભરોસે હું ભૂલી ! અને તેથીજ આવો ગોટાળો થવા પામ્યો. પરન્તુ દીનેશબાબુ ! તમે દૂરીનો પોશાક ક્યાંથી લાવ્યા ?" જ્યોતિએ દીનેશને પૂછ્યું.

'તેને બેહોશ કરીને."

"શું તમે દૂરીને બેહોશ કરી હતી ?" ઇન્દીરા એટલું પૂછતાં પૂછતાં ગળગળી ગઇ ગઇ.

"હા ! કેમ વારૂ ?"

"ચાલો ! ચાલો ! મ્હને બતાવો કે તેને પછી તમે કયાં કેદ કરી છે ?"

"આપણા ત્રીજા માળના એક ખંડમાં."

ઇન્દીરા ત્યાં જવા દોડી. દીનેશને જ્યોતિ એકએકની સ્હામે જોઇ રહ્યા. જ્યોતિ બોલી...

"દીનેશ ! ઇન્દીરાને તમે ઓળખી ?"

"ના ! કેમ !"

"એજ મહેશબાબુની પુત્રી ઇન્દુમતી."

"શું ?" દીનેશ આશ્ચર્યમાં ગરકાવ થયો.

"હા ! વધારે જાણવું હોય તો ચાલો."

"પણ તમે એ કયાંથી જાણો ?"

"એને અને મ્હારે નિકટનો સંબંધ છે." એ મ્હને નથી ઓળખી શકતી, પરન્તુ હું એને ઓળખી ગયો છું."

"જુઓ ! કોઇનો રૂદન ધ્વનિ સંભળાય છે. દોડો !" જ્યોતિ બોલી,

"હા ! ચાલો !"

દીનેશ અને જ્યોતિ ત્રીજે માળે જ્યાં દીનેશે દૂરીને બેશુદ્ધ કરી પૂરી હતી, ત્યાં જવા પગલાં ભર્યાં. થોડે જતાંજ એક ખુલ્લા ઓરડા આગળ દીનેશ સ્થંભ્યો.

"કેમ ! અટક્યા કેમ ?"

"જ્યોતિ ! ગજબ થયો છે."

"શું ?"

"તિજોરી ભાંગેલી છે. મહેશબાબુએ સોંપેલો એક કીમતી કાગળ તથા વીલ ચોરાઇ ગયા છે."

"હેં !"

"હા ! ઓહ ! ઉપર ઇન્દુનો સાદ આવે છે. ચાલો પછી થઇ રે'શે."

જ્યોતિ અને દીનેશ ઉપરના માળે ગયા. વાંચક ! ઇન્દીરા તેમની પ્હેલાં દોડી હતી. તે વખતે બદમાશ રમેશ ઉર્ફે ચોકટનો બાદશાહ દુરીને સતાવી રહ્યો હતો. દીનેશને ચેતાવી દેવામાં એનોજ હાથ છે, એમ તેને શક ગયો હતો.

એટલામાં તો ત્યાં ઇન્દીરા આવી પ્હોંચી. દુરીના ઉપર ગુજરતો જુલ્મ તે ન જોઇ શકી...

વાંચક ! ભેદનો પડદો આવોજ ખુલે છે. મંડળમાં દુરી તરીકે ફસાનાર અબળા તે રમેશ ઉર્ફે રજનીની પત્ની અને ઇન્દીરાની નિર્ભાગી ભાભી ચંદ્રિકા હતી.

દુષ્ટ ભાઇના હાથમાંથી ભાભીને બચાવવા ન્હાની નણંદ ઇન્દીરા આવી લાગી. રમેશ તેને જોઇ દોડયો. જેમ એક સિંહ શિકાર ઝાલે તેમ તેણે ઇન્દીરાને ચોટલેથી પકડી...કારી ખંજર કમર પટામાંથી ખેંચી કાઢયું. "કમજાત ! વચનનો ભંગ કરનાર ! તુંજ મ્હારૂં ખુન કરવા તૈયાર થઇ હતી કેમ ?"

ઇન્દીરા સપડાઇ. બિચારી ચંદ્રિકા પતિને ઇન્દીરાને છોડી દેવા વિનવવા લાગી.

"નાથ! ક્ષમા કરો! એની ભૂલને માટે જો ઇચ્છા હોય તો આ દુઃખીની ચંદ્રિકાને ઠાર કરો."

"ટહાપી નહિ! કમનસીબ ઇન્દુ! મરતાં પ્હેલાં બતાવ કે વીલ ક્યાં છે?" પાપી રમેશે પોતાની પ્રિયાને ઠોકરે મારી પ્રશ્ન કર્યો.

"તેની મ્હને મુદ્દલ ખબર નથી."

"સાચું બોલ! જો જીવવા માગતી હોય તો હજુ કહી દે."

"પરન્તુ! ભાઇ! હું જાણુતીજ નથી."

"તો...મરવાને તૈયાર થા."

"નહિ! નહિ! પ્રભુ...બચાવો...બ્હેનના લોહીમાં હાથ બોળી અઘોર પાપના ભાગી બનતા પ્હેલાં લાંબો વિચાર કરો."

"નહિ."

ખુની રમેશનું ખંજર ઉંચકાયું. તેના એક હાથમાં ચોટલેથી સાહેલી ધ્રુજતી ઇન્દીરા હતી. ઘુંટણીએ પડેલી ચદ્રિકા આ નિર્દય હત્યાકાંડ ન જોઇ શકી. તેણે આંખો ઉપર બે હાથ દાબી દીધા.

ખુની રમેશનું ખંજર ઇન્દીરાની છાતી વીંધી આરપાર નીકળી જાય, તે પ્હેલાં તો ત્યાં દીનેશ ને જ્યોતિ આવી ઉભા રહ્યાં. જ્યોતિ "હાં હાં કરતી રહી!" અને ઉશ્કેરાયેલા દીનેશે પ્રિયાને બચાવવા શયતાન સ્નેહી ઉપર વગર વિચારે ગોળી છોડી. રમેશ લોહીલોહાણ થઇ જમીન ઉપર પટકાઇ પડયો.

"ઓ નાથ!" કે'તાંજ ચંદ્રિકા તેના શબ ઉપર પડી.

"ઇન્દીરા! ઇન્દીરા!" દીનેશે તરફડતા રમેશ પ્રતિ નિહાળી રહેલી ઇન્દુને બોલાવી.

ઇન્દુની આંખમાંથી આંસુની ધારા વહી જતી હતી. તે બોલી... " ઉતાવળા કાં થયા ? હાય, પરન્તુ તમને ક્યાં ખબર હતી કે મરનાર રમેશ તેજ મ્હારો ભાઇ રજની હતો. "

" શું રમેશ તે રજની ? " દીનેશ આશ્ચર્ય મુદ્રાથી બોલ્યો.

" હા ! બાદશાહ, રમેશ, તથા ડોકટરની ભૂમિકા ભજવનાર એજ મહેશબાબુનો ચીરંજીવી રજનીકાન્ત ! " જ્યોતિએ કહ્યું.

" અને આ કોણ ? " દીનેશે રજનીની શબવત થઇ પડેલી સ્ત્રી પ્રતિ જોઇ કહ્યું.

" એ મ્હારી કમનસીબ ભાભી...ચંદ્રિકા ! "

" આ પ્રભુ ! ત્યારે મ્હેં આ શું કર્યું ? " દીનેશ ગળગળો થઇ ગયો. આ દરમ્યાન જ્યોતિએ ઘાયલ થયેલ રમેશના ઘા ઉપર પાટો બાંધી દીધો. પરન્તુ રમેશ ઉર્ફે રજની હવે આલોકનો થોડીજ વારને માટે મ્હેમાન હતો. ગોળીએ તેની ધોરી નસ કાપી નાખી હતી. ઝેર આખા શરીરમાં ફેલાઇ રહ્યું હતું.

" ભાભી ! " ઇન્દીરા શબવત્ બની પતિના દીલ પર પડેલી ચંદ્રિકાને બેઠી કરવા ગઇ.

પરન્તુ ભાભી ક્યાં હતી ? પતિનું કરૂણાજનક મૃત્યુ જોવા તે ન્હોતી રહી. કવિ જયદેવની પત્નીના પ્રસંગની માફક તેનો પ્રાણ તેના તનપિંજરને છોડી ચાલ્યો ગયો હતો ! ધન્ય છે સતી ચંદ્રિકા !

વાંચક ! ત્યારે હવે પ્રશ્ન એજ રહ્યો કે એ વેસ્યા જ્યોતિ કોણ ?



# પ્રકરણ—૧૩ મું.

## " છેલ્લો દાવ ! "

" ચંદ્રિકા ! દેવી ! મ્હને ક્ષમા કર ! " મરણશય્યા પર પડેલો મૃત્યુનો મ્હેમાન રજની પાપથી પસ્તાઇ બોલ્યો.

"બાઇ ! એ તો ગઇ." ઇન્દિરાથી એટલુંજ કે'તાં રડાઇ જવાયું.

" શું ગઇ ? મ્હારી એ અભાગિની પ્રિયતમા આલોકને તજી ગઇ ! ઓહ ! હું આ શું સાંભળું છું...દીનેશ...આમ...આવો ! જો કે મ્હારો લાંબો ઇતિહાસ કે'વા હું નથી જીવી શકવાનો, છતાં જો કોઇ અગત્યની બાબત પૂછવી હોય તો પૂછી લો. "

" વીલ ક્યાં છે ? "

" વીલ ? શું તમારી પાસે નથી ? "

" નહિ ! ચોરાઇ ગયું છે. "

" ક્યારે ? "

" તું આવ્યો ત્યારેજ. "

" ઓહ ! તો જરૂર તે એકાના હાથમાં ગયું હોવું જોઇએ... દીનેશ ! તમારા હાથમાંથી છટકી આગે બંને ગુપ્ત રસ્તે થઇને મહેશ બાબુના, મ્હારા આ પિતાના મકાનમાં આવ્યા હતા. તેમાં હું મંદિ-

કાની ચીસે અહીં આવ્યો હતો, મ્હને વીલની મુદ્દલ ખબર નથી. પરન્તુ મોટે ભાગે તે......ઓ...હા...વિ...બો ! ”

ગયો, રજનીકાન્ત પોતાના પાપમય ઇતિહાસનું પાનું સરખું યે કહ્યા વિના ચાલ્યો ગયો. તે પછી દીનેશ જ્યોતિ તરફ પાછો ફર્યો...

“ જ્યોતિબાળા ! હવે તમારો ભેદ પણ ખોલી દ્યો. ”

“ દીનેશ બાબુ ! મ્હારી જીવનકથા પણ અતિ લાંબી છે. આવો ! આગળના ખંડમાં એ નિરાંતે આપને કહું. ” દીનેશ તથા ઇન્દીરા જ્યોતિની જીવન કથા સાંભળવા જેવો એ ખંડ છોડી આવે, તેવોજ તેમને કાને કોઇનો ઉપર આવવાનો અવાજ સંભળાયો. ત્રણે સાવધ થઇ ગયાં. લોહીલોહાણ ઓરડામાંજ છૂપાયાં. થોડી વારે આજુબાજુ નજર નાખતી એક વ્યક્તિ ત્યાં આગળ આવી. રમેશ ઉર્ફે રજનીના શબને જોતાંજ તે ચમકી.

“ કોણ ? બાદશાહ ? ત્હારું ખૂન ? ”

વાંચક ! બાદશાહના ખૂન ઉપર આ છેવટના આંસુઓ વરસાવનાર અન્ય કોઇ નહિ પણ ચોકટનો એક્કો પોતેજ હતો. વીલ તથા કરાર પત્ર ચોરી લઇ જઇ, તેણે વીલની નવી કોપી બનાવી હતી. જે પોતાના જમણા હાથ બાદશાહને બતાવવા તે અહીં આવ્યો હતો.

પ્હેલીજ વાર એક્કાએ પોતાનો બુરખો ઉતાર્યો. પાસેની એક બીટી ઉપર ભેરવ્યો, જ્યોતિ, ઇન્દીરા અને દીનેશ તેને તેના મૂળ સ્વરુપમાં આજ વખતે જોઇ શક્યા. તે પુરુષ ન હતો; પરન્તુ એક લાવણ્યમયં લલના હતી ! દીનેશ ! તો તેને જોઇ આભોજ બની ગયો.

પરન્તુ એથી પણ વધારે આશ્ચર્યમાં તો ઇન્દીરા અને જ્યોતિ પડી ગયાં. કારણ ? તે કોણ છે ? ને તેઓ બંને તુર્ત ઓળખી ગયા.

માથાનો પરસેવો લૂછી. તથા પોતાના જમણા હાથ રજની ઉપર બે આંસુ પાડી, તેનું વૈર વાળવાની પ્રતિજ્ઞા લઇ તેણે પોતાનો બુરખો પાછો ઓઢી લીધો. તેજ વેળા પિસ્તોલ સાથે દીનેશ ત્યાં ધસી આવ્યો.

" ખબરદાર ! "

ચાલાક એક્કાએ દીનેશને હાથતાળી આપવાના ઇરાદાએ પેલું બનાવટી વીલ તથા કરારપત્ર ગજવામાંથી કાઢી નીચે ફેંકી દીધાં. દીનેશ તે લેવા નીચે વળ્યો. તેજ વેળા દીનેશને ધક્કો મારી એક્કો છ પાંચ અગીઆરા ગણી ગયો.

ત્યારે આટલો વખત સુધી જ્યોતિ શું કરતી હતી ? ચોકટના એક્કાનું મુખ—દર્શન થતાંજ ને ધીરેથી દીનેશનું મકાન છોડી ગઇ હતી.

ઇન્દીરાએ દીનેશને બેઠો કર્યો, દીનેશે હર્ષભેર ઇન્દીરાનો કરારપત્ર ફોડયો. વાંચ્યો. જેમાં મંડળની તમામ આજ્ઞાઓ જીવનપર્યંત પાળવા ઇન્દીરાએ સહી કરી હતી. દીનેશે ઇન્દીરાના દેખતાંજ તે ફાડી નાખ્યો. તે પછી તેણે ઇન્દીરાને બતાવવા તેના પિતાએ કરેલું વીલ ફોડયું. પણ અરે આ શું ! વીલની અંદર મહેશબાબુની મિલ્કતના વારસદાર તરીકેની જગ્યાએ દીનેશનું નહિ પણ રજનીકાન્તનું નામ હતું.

" દગો ! વીલ બનાવટી છે. " દીનેશ પોકારી ઉઠયો.

બીજીજ પળે તે ઇન્દીરા પ્રતિ જોઇ બોલ્યો..." જ્યોતિ ક્યાં ? "

" મ્હને ખબર નથી. "

તરતજ દીનેશ એક શબ્દ વધારે બોલ્યા વિના ખરૂં વીલ હાથ કરવા **ચોકરના એક્કાની** પૂંઠે પડયો. પેલું ખોટું વીલ ત્યાંજ રહી ગયું. ઇન્દીરાએ તે ઉંચકી લીધું. પોતાના પતિદેવ ઉપર તેને શંકા આવી. શું " લક્ષ્મી દેખી મુનીવર ચળે ! " એમ તો નહિ બન્યું હોય ? વળી રજનીનું ખૂન પણ એમણેજ કર્યું છે. ત્યારે શું મ્હારા પતિ દગાબાજ તો નહિ હોય ? " અમંગળ શંકાઓ હૃદયમા ધરતી ઇન્દીરાએ બાપ–ભાભીની અંતિમ ક્રિયા કરી તેમના શબને ઠેકાણે પાડયા. **ચોકરનો એક્કો** આમ પોતાનો **છેલ્લો** દાવ રમવામાં ફાવ્યો.



# પ્રકરણ—૧૪ મું.



## " વિષપાન ! "

દીનેશને થાપ આપી છટકેલો એક્કો ત્રણ દાદર ઉતરી જેવો મકાનના દ્વાર ખોલવા જાય છે, તેવોજ પાછળથી તેને કોઇ બેદી હાથે ઝાલ્યો. અંધારામાં એક્કો તે કોણ છે ? તે ન જોઇ શક્યો. બળપૂર્વક તેણે પોતાને પકડનારના હાથમાંથી છટકવા આંચકા માર્યા. પરન્તુ વ્યર્થ ! તરતજ તેણે પોતાના બુરખાના કપડામાંથી એક નહાની પીન ખેંચી કાઢી. પકડનારના હાથમાં તે ઘોંચી દીધી.

ટાંકણી વાગતાંજ પકડનારનો પંજો ઢીલો પડ્યો. તુર્તજ એક્કો દ્વાર ઉઘાડી નાઠો. એક્કાને આવી રીતે અટકાવનાર અને પકડવા પ્રયત્નનાર જ્યોતિજ હતી. ઉપરથી આવતો દીનેશ તેને મળ્યો.

"જ્યોતિ ! તું આહીં શું કરે છે ?"

"તમે નીચે શા માટે આવ્યા ?"

"બદમાશ એક્કો આપણને ઠગી ગયો છે ચાલ બનાવટી છે."

"તો ચાલો ! અત્યારેજ તે મ્હારા હાથમાંથી છટકી નાઠો છે."

ઇન્દિરા કે જે આ વાતચીત દાદરમાં ઉભી રહી સાંભળતી હતી. તે પણ એ બેઉની પૂઠે ઘર ત્યાગી નીકળી. આ પ્રમાણે ઇન્દીરા, દીનેશ, અને જ્યોતિ ત્રણે એક્કાને પકડવા છૂટયા.

આગળ એક્કો અને પાછળ ત્રણે દોડતાં દોડતાં તેઓ વેશ્યા જ્યોતિબાળાના મકાન પાસે આવ્યા. ગુપ્ત પ્રવેશ દ્વારથી માહિતગાર તમામ પુનઃ એકવાર એક્કાના એ ગુપ્ત મંડળના ચાંપના મકાનમાં આવી લાગ્યાં. એક્કાએ એ તમામને પોતાની પાછળ આવેલાં જોયાં ન હતાં. દીનેશ, જ્યોતિ અને ઇન્દીરા ત્રણે અંધારા રસ્તામાં જુદે જુદે રસ્તે ચઢી છૂટા પડી ગયા.

પોતાના ખાસ ઓરડામાં આવતાંજ તેણે બુરખો કાઢી નાખ્યો. હવે તે એક સૌન્દર્યવાન ભરયુવાન સુન્દરી દેખાતી હતી. તેણે એક પ્યાલામાં અમુક ઔષધિ કાઢી ટેબલ ઉપર મુકી. ગાઢ વિચારમાં પડી ગઇ. થોડી વારે તે ઉભી થઇ. વીલની મુળ કોપી કાઢી...દેવતાની સળગતી સગડીમાં તેને બાળી ભસ્મિભૂત કરવાના વિચારે તેણે તે વીલનો કાગળ ટેબલ ઉપર મુકયો. સગડી સળગાવી. "ખલાસ! દીનેશનો હકક સાબીત કરતાં આ ખરૂં વીલ આજે ઠેકાણે થાય છે."

આટલું બોલી તેણે સળગતી સગડીમાં વીલ મુકી દીધું. વીલ ભડભડાટ બળવા માંડયું. તેની સાથેજ તે એક્કાની ભૂમિકા ભજવતી રમણી ખડખડાટ હસી પડી.

ત્યાંજ "જ્યોતિ" આવી રહી! બળેલા વીલની રાખોડી બતાવતો ચોકટનો એક્કો બોલ્યો..."ખલાસ! દીનેશ...ખેલ ખલાસ."

પણ દીનેશને બદલે ત્યાં જ્યોતિને ઉભેલી જોતાંજ તે ઉભી થઇ ગઇ.

"કોણ જ્યોતિ!"

"હા ! બિન્દુ ઓળખાણુ પડે છે ?"

પોતાનું સત્ય નામ એક અણજાણી અબળાને મોઢે ઉચ્ચારાયલું સાંભળી એકકો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો.

વાંચક ! હવે તું ઓળખી ગયો હશે, કે **ચોકરના એકકા** તરીકે કામ કરનાર વ્યક્તિ તે મહેશબાબુની મ્હોટી પુત્રી ઇન્દુની અને રજનીની બ્હેન **બિન્દુમતિ** હતી.

"તું...તું...તમે...કોણ ?"

"જો ! હું કોણ છું ?"

જ્યોતિનો સુન્દરી વેશ ગયો. એક પુરૂષ વ્યક્તિ અત્યારે ત્યાં ઉભેલી હતી. બિન્દુ તેને જોતાંજ "ઓહ ! કોણ ! મ્હારા નાથ જયન્ત !" કે'તાંજ બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર પડી.

બરાબર આજ વખતે રસ્તો શોધતા શોધતા ઇન્દીરા અને દીનેશ ત્યા આવી લાગ્યા. બેહોશ રમણી જમીન ઉપર પડેલી હતી. એક પુરુષ તેને શુદ્ધિમાં લાવવાનો ઉપચાર કરી રહ્યો હતો.

"કોણ દીનેશ ?" પુરૂષ વ્યક્તિ પોકારી ઉઠી.

"હા ! અને તમે ?"

"હું જ્યોતિ ! દીનેશબાબુ ! મ્હારાં ભેદ હવે જોઇ લ્યો. જુઓ આ જમીન ઉપર પડેલી બેહોશ રમણીને તમે ઓળખો છો ?"

"નહિ !"

"હું ઓળખું છું." કે'તાંજ ઇન્દીરા ત્યાં આવી. "એજ ! એજ ! નાથ ! મ્હારી કમનસીબ મ્હોટી બ્હેન બિન્દુ !"

"ઉફ્ ચોકટનો એકકો!" જયન્ત બોલ્યો.

"વારુ ! ઇન્દુ ! મ્હને ઓળખી શકે છે ?" જયન્તે પૂછ્યું.

"હા ! જ્યોતિ સ્વરૂપે વિરાજતા જયન્ત બાબુ...મ્હારી બિન્દુના સ્વામીનાથ."

"શું બિન્દુ તમારી સ્ત્રી થાય ?" દીનેશે પ્રશ્ન કર્યો.

"હા ! અને તેને શોધવા જ આ જ્યોતિનો વેશ ધરવો પડયો."

આ દરમ્યાન ચોકટનો એકકો ઉર્ફે બિન્દુમતી જાગૃત થઇ. ઇન્દીરા ઉપર તેની નજર પડી...

"ઓ મ્હારી મોટી બ્હેન !" કે'તાંજ ભોળી અને સરળ ઇન્દુ તેને ભેટી પડી.

"અફ્સોસ ! જયન્ત ! હવે શું થશે ?"

"દીનેશબાબુ ! ફિકર ન કરો ! મ્હારા પાપની શિક્ષા મ્હેં પોતેજ નક્કી કરી મુકી." કે'તાંજ પેલું ઔષધ બિન્દુ ગટગટાવી ગઇ.

"બિન્દુ ! બિન્દુ ! આ શું ?"

"વિષપાન ! પાપની યોગ્ય શિક્ષા !"

"ઓ બ્હેન !"

બે બ્હેનો ઇન્દુ અને બિન્દુ સજળ નયને એક બીજાને બાઝી પડયાં.

"દીનેશ ! એક વાત સાંભરે છે ?" જન્યતે પૂછ્યું.

"શું?"

"જ્યોતિ કરેલા ઉપકારના બદલામાં પેલું વચન અત્યારે માગે છે."

"ભલે !"

"બિન્દુમતીએ ઝે'ર પીધું છે. હવે તે ભાગ્યેજ બે દિવસ કાઢશે."

"તો !"

"ગમે તેવી પણ એ મ્હારી અર્ધાંગના છે. મરણ પછી એનું શબ પોલીસોના નહિ પણ મ્હારા હાથમાં સોંપવું. ચોકઠનો એકકો એજ હતી, એ વાત ઢાંકી દેવી."

" પરન્તુ એથી લાભ ? "

" મ્હારા નિષ્કલંક નામને, તથા કૂળને કાળું લાંછન ન લાગે. "

" તો પછી સરકારમાં કો'ની લાસ આપવી ? "

" વિકાળની ! તેનેજ એકકા તરીકે જાહેર કરવો. "

" જયન્ત તમારે ખાતર ! તમારા અનન્ત ઉપકારોના બદલામાં હું એટલુંયે ન કરૂં ! તો પછી મા'રાથી નગુણો કોણ ? લો આ વચન...જાવ જરૂર તમારૂં કહ્યું કરીશ. બિન્દુ ત્હારી પત્ની છે, તો મ્હારી સગ્ગી સાળી છે."

ઇન્દુ અને બિન્દુ બંને દીનેશના ઉદાર અંતઃકરણને માટે પ્રશંશાના ઉદ્દગાર કાઢી રહ્યાં.



# પ્રકરણ—૧૫ મું.

## " આત્મકથા ! "

વિષપાન કરેલ ચૌકટને એકકો કૈ બિન્દુમતી મરતાં મરતાં પોતાની આત્મકથા કહી રહી હતી.

" દીનેશબાબુ ! આજથી પાંચ વર્ષ ઉપર જ્યારે મ્હારી વય પંદરની હતી, ત્યારે મ્હારૂં વેવિશાળ કરવામાં આવ્યું હતું. પરન્તુ તે અગાઉજ મ્હને કહી લેવા દ્યો કે હું તનમાં નહિ તોપણ મનમાં તો જરૂર પતિત થઇ ચુકી હતી. શ્રીમાન પિતાજીએ મ્હારા જેવી યુવાન બાળાને શિક્ષણ આપવા એક શિક્ષક રાખેલો હતો. જેણે મ્હને બગાડી. મ્હારી પવિત્રતા ચૂકવી મ્હને અધમ પંથે ઉતારી.

એક વાર હું બગીચાના કુવેથી મ્હારી માતાની દેવ–પૂજાને સારૂં નિર્મળ જળ લેવા ગઇ. ભરેલું બેડું કેમે કર્યું મ્હારા કોમળ હાથોથી ચઢાવી ન શકી એટલામાં એ માસ્તર ત્યાં આવ્યો, " લાવો હું ચઢાવી આપું ! " કે'તાંજ તેણે બેડું ઉંચકી મ્હારે માથે મૂક્યું. અને એજ પ્રસંગે મ્હારૂં હૃદય તેણે જીતી લીધું. નિષ્કલંકીત એ'વા મ્હારા વર્તન વિચારમાં એજ બનાવે કાળુ કલંક લગાડ્યું.

સુધરેલા વિચારના માસ્તરે મ્હને પોતાની સાથે લગ્ન કરવા ઘણી વાર કહ્યું. પરન્તુ માતાપિતાને ધાકે હું એટલું નીચ પગલું ભરવાની હિમત તો નજ કરી શકી.

પરન્તુ તે પછી અમે બંને બાગમાં દરરોજ એકાન્તમાં મળવા લાગ્યા. મ્હારા પિતાએ એક વેળા તે જોઇ લીધું. તેમણે બીજેજ દિને માસ્તરને રજા આપી, મ્હારાં લગ્ન તાબડતોબ લઇ લીધાં.

હું પંદરમે પરણી, ને સોળમે વરસે પીયર તજી સાસરે ગઇ. પરન્તુ મ્હને આ મ્હારા પતિદેવ ઉપર મુદ્દલ પ્રેમ કે પ્રીતિ ઉદ્દભવી શકી નહિ. માસ્તરના અનેરાં જાદુએ મ્હારી આંખોમાં સ્નેહની ભુરકી ભરી. હું રાતદિન તેનાજ સ્વપ્ના જોવા લાગી. ત્રણ વર્ષ વીત્યાં છતાં હું એ માસ્તરની મોહન-મુર્તિને ન ભુલી અને એક ભયંકર રાત્રિએ એકાએક એ માસ્તર મ્હારા મકાનમાં આવ્યો. મ્હને તેણે પોતાની સાથે ન્હાસી આવવા સમજાવી, અને મ્હેં મુર્ખીએ પણ વગર વિચારે તેમ કરવા હા પાડી.

કામાન્ધો નૈવ પશ્યતિ ! તેમજ

પ્રેમાન્ધો નૈવ પશ્યતિ !

પ્રેમમાં આંધળી હું અમૃત રસને તજી હળાહળ પીવા લલચાઇ. દેવ જેવા સ્વામીને છોડી એક અણજાણ્યા રાક્ષસ સાથે ન્હાસી જવા તૈયાર થઇ. ખરેખર તે બોલવામાં એક કુશળ નાટય-નટની જગ્યા સાચવનાર, વર્તનમાં રાક્ષસ હતો. તેની મ્હને પાછળથીજ ખબર પડી. પરન્તુ જ્યારે ઠોકર વાગી અને આંખો ખુલી, ત્યારે બહુજ મોડું થઇ ગયું હતું. સઘળું રંધાઇ ચૂક્યુ હતું. વિશેષમાં હું તે વેળા નિરાધાર હતી.

અમે બેઉ હોંસભેર નાઠા. એક દૂરના શહેરમાં તે મ્હને લઇ ગયો, જ્યાં સુધી મ્હારા અંગ ઉપર ઝવેરાત હતું ત્યાં સુધી તો ઠીક ઠીક ચાલ્યું

પરન્તુ તે ખુટતાંજ અમારા પ્રેમમાં દિન પર દિન પત્થર પડતો ગયો. એક રાત્રે એ પુષ્કળ મદ્યપાન કરી કોઇ એક નીચ માણસને પોતાની સાથે લઇ આવ્યો. મ્હને બતાવતાં તે નરપિશાચ માસ્તર પેલા કોઇ છેલ છબીલા લાલને કે'વા લાગ્યો,

" જુઓ ! આ રત્નનો સોદો કરવાનો છે. "

માસ્તર પૈસા ખુટતાં મ્હને આ અજાણ્યા પ્રદેશમાં આ એક અજાણ્યાને વેચી રહ્યા છે, એ સાંભળતાંજ મ્હને એક કમકમાટી છુટી. હું ધ્રુજી. મ્હેં ઘણએ કાલાવાલા કર્યા, પરન્તુ નિર્દય અને પ્રેમ નહિ પરન્તું પૈસા-પ્રેમી માસ્તરે આખરે મ્હને વેચી.

હું એકનું ઉચ્છિષ્ટ ભોજન અન્યને ત્યાં આવી. બીજે દિને મસ્તર પૈસા લેવા આવ્યો. કાંઇ કારણસર તેને તકરાર થઇ, અને તેમાં તેનો જાન ગયો. ક્રૂર માસ્તર પોતાની કરણીના ફળ ભોગવી પ્યારો પ્રાણ ગુમાવી કિરતારના દરબારમાં પોતાના કાળા કૃત્યોનો જવાબ દેવા રવાના થયો.

તે લ્હેરીલાલ પુન મ્હને આ કલકત્તા શહેરમાં લઇ આવ્યો. પાછળથી મ્હને માલમ પડયું કે તે એક કન્યાદલાલ હોઇ સારી છોકરીને વેશ્યાને ત્યાં વેચી ગુજરાન ચલાવે છે, મા'રૂં પણ તેમજ થયું કલકત્તાની સુપ્રસિદ્ધ વેશ્યા જ્યોતિબાળાને ત્યાં મ્હને વેચવામાં આવી. બે માસના સખ્ત ત્રાસ, જુલ્મ, દબાણ અને નિર્દય વર્તને મ્હારૂં ધૈર્ય અંતે ડોકાવ્યું. હું તે પછી વેશ્યા બની. જો કે પિતાનેજ ત્યાં ન્હાસી જઇ તેમને પગે પડી માફી માગવા એક વેળા વિચાર થયો; પરન્તુ પાછળથી ઉગ્ર પિતાજીની સાક્ષાત્ ક્રોધ-મુર્તિનો ચિતાર ખડો થતાંજ તે ફળાઇ ગઈ. આને લોહી ચાખ્યું. તેને તેમાં મિષ્ટતાં લાગી. મ્હનેયે થોડા દિવસ પછી એ નીચ ધંધામાં મધુરતા લાગી,

નવલકથાના શોખીનોએ નીચલું નોવેલ
ખાસ વાંચવુંજ જોઇયે.

# વીરસીંહની વીરતા

સચીત્ર અર્ધ ઐતિહાસિક નવલકથા તેમાં આવેલાં
થોડાક પ્રકરણોના નમુના,

| | |
|---|---|
| તરૂણ ઘોડેસ્વાર. | અજબ રણરંગ. |
| જનાની જેલ. | રાજ્ય પ્રાપ્તિ. |
| પાપીની પ્રેમ યાચના. | આત્મ કથા. |
| અસહ્ય અન્યાય. | રંગમાં ભંગ. |
| દેશનિકાલ. | શોધાર્થે પ્રયાણ. |
| ભયંકર ખુન. | એકાંત મીલન. |
| શત્રુનો પરાજય. | અદ્ભૂત વીરત્વ. |
| અપૂર્વ સાહસ. | |

ત્રણ સુંદર ચીત્રો, પાકું પુંઠું, પૃષ્ટ ૨૫૦ છતાં મુલ્ય
માત્ર રૂપીયો સવ્વા

---

ભારત વર્ષમાં અનીતી વધવાનું કારણ શું છે. અજ્ઞાન બાળાઓને અનીતીના ખાડામાં કેવી નિર્દયતાથી ધકેલી દેવામાં આવે છે, અને તેની કેવી શોચનીય હાલત થાય છે, તેનું જીવતુ જાગતું હૃદય દ્રાવક.

**ચીત્ર તમે શેમાં જોશો? વાંચો અને વંચાવો.**

કુલસમની આત્મકથા, પાંચીની કરૂણ કહાણી,

## પંચબાલીકા

આન્દીનો અરણ્યાલાપ, પ્રજ્ઞાનુ શીલખંડન, શ્રીમતીનો શોકવિલાપ.

આ વાર્તાઓ અવશ્ય વાંચીને આવી આફતોમાં ફસાઇ પડેલી અનાથ બાળાઓનું રક્ષણ કરવા તૈયાર થાઓ. મુલ્ય માત્ર ચાર આના, ફકત પાંચ આનાની ટીકીટ બીડો.

ઠા. હરિલાલ અને પ્રાણલાલ બુકસેલર્સ
ટાવરરોડ તાર ઓફીસ સામે-સુરત.

એટલામાં એક વેળા ત્યાં મ્હારો ભાઇ રજની એકાએક આવી ચઢયો. તેણે મ્હને ત્યાં જોઇ. મ્હેં બાઇ આગળ મ્હારૂં હૃદય ઠાલવ્યું. રજનીએ પોતાને પિતા પોતાના વારસામાંથી બાતલ કરનાર છે, એ જણાવી તે મેળવવા પોતાની ધારેલી યુક્તિ મ્હને કહી. વેશ્યા જ્યોતિ-બાળાએ પિતાના અઢળક પૈસામાં અર્ધ ભાગ આપવાની શરતે મ્હને મુક્ત કરી પોતે પણ અમારી ટોળીમાં ભળી. અને ત્રણેયે મળી કલકત્તાની આ અંધારી ગુફામાં એક ગુપ્ત મંડળ ઉર્ફે સીક્રેટ સોસાયટીની સ્થાપના કરી. જેનો એક રસ્તો જ્યારે આટલે દૂર ઝાડીમાં આવેલો છે, ત્યારે બીજો વેશ્યા જ્યોતિબાળાના મકાનમાં, શહેરમાં આવેલો છે.

દિવસે દિવસે રજની અને જ્યોતિની મદદથી દુનિયાના ઉખાડેલ, અને નિર્દય માણસો અમારી મંડળીમાં જોડાવા લાગ્યા. બે ત્રણ રમણી પણ અમારી સોનેરી ટોળીનો શિકાર બની સર્વાનુમતે મ્હને અધ્યક્ષ તરીકે ચૂટવામાં આવી. કારણ રજનીનો વિચાર ચંદ્રિકા, તેમજ ઇન્દુ તમામને મંડળના સભ્ય બનાવવાનો હતો અને તેઓ કદાચ મ્હને ઓળખી જાય, તો ન ઇચ્છવા જોગ્ય પરિણામ આવી જાય, એ ભયે હું સદાને માટે બુરખામાં પડી. અમારા મંડળના પ્રત્યેક માણસોને ચોકટની નિશાનીના એક એક ડાંમ કઇ એક એક પાનાનો નંબર, તથા બુરખો આપવામાં આવ્યો. જેમાં ચોકટનો એકકો તે હું હતી. બાદશાહ તરીકે રજનીજ તમામ કામ કરતો. તેર પાનાની કેટ લઇ પ્રત્યેક સભ્યે સોગન ખાધા હતા, કે જાન જતાં બેવફા ન થવું.

તે પછી ભાઇ ભાભીને પિતાજીએ કાઢી મુકયાં ચંદ્રિકાને પણ રજની મંડળમાં ફસાવીને લઇ આવ્યો. અનિચ્છા છતાં તે દેવી રત્નને પણ મંડળના સભ્ય બનાવવાની ફરજ પાડવામાં આવી. દીનેશ!

જ્યારે રજની મ્હારા બાપૂ તથા ઇન્દીરાને રાત્રે ઉપાડી લાવ્યો. અને સભામાં તેમની પાસે કરારપત્રો પર સહી કરાવવામાં આવી, ત્યારે જે કમનસીબ બાળાને મંડળના ચિહ્ન છુરીનો ડાંમ દેવામાં આવ્યો હતો, તેજ એ ચંદ્રિકા હતી. અને પાછળથી તેથીજ ઇન્દીરા આપઘાત ન કરી બેસે, એમ ધારી રજનીએ તેને ચંદ્રિકાને સોંપી હતી. ભાભી-નણંદ છુરી અને પંઝાના વેરે સહીપણું બાંધી સુખ દુઃખની વાતો કરતાં હતાં. દીનેશ! જ્યારે તમારી સાથે ઇન્દીરાના લગ્ન થઇ ગયાં, ત્યારે તેને ભેટી રડનાર બાળા તે નિર્ભાગી ચંદ્રિકા હતી. બસ...હા...ને પછીનો તમામ ઇતિહાસ તમે જાણો છો."

બિન્દુએ પોતાની જીવન કથા અહીં સમાપ્ત કરી, છેલ્લો શ્વાસ લીધો.

"તો શું અત્યાર સુધી તને કોઇ ન ઓળખી શક્યું?"

"ના! મંડળનો એવો સખ્ત કાયદો હતો, કે કોઇએ પોતાનું મુખ કોઇને ન બતાવવું. તેમાં અન્ય સભ્ય તો કદાચ પણ એ નિયમથી છૂટ ભોગવી શકે. પરન્તુ મ્હારા નસીબમાં રજની સિવાય અન્ય કોઇની સમક્ષ મુખ-દર્શન કરાવવા ખાસ પ્રતિબંધ હતો. અને તેનેજ લઇને ચંદ્રિકા તથા ઇન્દીરા મ્હને ઓળખી ન શક્યા.

"ત્યારે તેઓ રજનીને તો ઓળખી ગયા હશે."

"હા! ભાભીએ (ચંદ્રિકાએ) ઇન્દીરાને રમેશ, તથા બાદશાહની ભૂમિકા ભજવનાર રજની છે, એમ કહી દીધું હતું."

"તો રજનીનો આ ગુપ્તમંડળ સ્થાપવાનો ઉદ્દેશ તથા ઇન્દુ સાથે આવી ભયંકર શરત કરવાનો હેતુ શું હતો વારૂ?"

"પિતાની અઢળક પૂંજી ! કે જેનો પોતે ખરો વારસદાર હોવા છતાં, તે અન્યને અર્પાઈ ને મેળવવા પૂરતો !"

"અને ત્હારો ?"

"માતા પિતા તથા સ્નેહી જગાના ધિક્કારને પાત્ર થયેલી હું, ક્યું કાળું મુખ લઇ પાછી પિયેર જાઉં ! આપણી સમાજ સંજોગનો ભોગ થયેલી, અને પૂર્વ-કર્માનુસારે અનાચારમાં એકવાર ભૂલથી ઉતરી ચૂકેલી, અબળાઓને. પાછળથી સુધરવાની ઇચ્છા છતાં ક્યાં સંઘરે છે ? "પતિતોદ્ધાર"ની ભાવના આજે સમાજમાં ક્યાં છે ? દુનિયા ક્રૂર લોકોના ફિટ્કારના વરસાદો હૃદય સરસાં બાણતુલ્ય ઓળો, તથા ન સંભળાય એ'વા મ્હેણાંની કલ્પના માત્રથી હારી મ્હેં આજ જીવન પસંદ કર્યું."

એ ઘડી મૌન છવાયું. બિન્દુના પતિ જયન્તની આંખમાંથી પોતાની મરતી અર્ધાંગનાના છેવટના વચનોએ જળ વ્હેવડાવ્યું બિન્દુ બોલી..."નાથ ! હવે તમારી આત્મકથા કહો."

"મ્હારી આત્મકથા અતિશય ટુંકી છે, પણ ચમત્કૃતિ ભરેલી છે. જે રાત્રે ત્હારા ગૃહ-ત્યાગની વાત મ્હેં સાંભળી ત્યારે કુળના લાગેલા કલંકને ત્હને જીવતી યા મૃત અવસ્થામાં પણ પકડી, ચેન કેન ઉપાયે તે ધોઇ નાખવું. એવા દૃઢ વિચારે ત્હારા પિતાજીને સંદેશો મોકલાવી હું ત્હને શોધવા આ વિશાળ કલકત્તા શે'રમાં છૂપા વેશે ફરવા લાગ્યો. બહુ દિવસનો પરિશ્રમ એક દિવસે ફાવ્યો. રજનીને મ્હેં રસ્તામાંથી જતો જોયો. તેની પૂંઠે પૂંઠે આવતાં હું વેશ્યા જ્યોતિના મકાને આવી લાગ્યો, વેશ્યાના મકાનમાં વિવિધ માણસોની

ભરતી પ્રતિદિન થાય, અને કંઇક નવું જાણવાનું મળી આવે, એ આશાથી હું વેશ બદલી ત્યાં હરનિશ જવા લાગ્યો. આ વખતે ત્હારી શયતાની મંડળીની સ્થાપના થઇ ચૂકી હતી. અને મદ્યપાનથી મસ્ત બનેલાં એ મંડળીના સભ્યો કેટલીકવાર બબ્બાની બ્હારમાં **ચોકઠના એક્કાનું** નામ ઉચ્ચારવા લાગ્યા. મ્હારી ઇંતેજારી એનો ભેદ પામવા વધવા લાગી. એક દિવસ હું સંગીત સાંભળી રહ્યો હતો, અને વેસ્યા જ્યોતિ ગાઇ રહી હતી, ત્યારે એક વિચિત્ર વિચાર મ્હારા મગજમાં થયો. જ્યોતિની વય, તથા મુખમુદ્રા અને મ્હારામાં બહુ અંશે સમાનતા મ્હને લાગી. " જો હું સ્ત્રી હોત તો ! " એ વિચાર મ્હને આવ્યો, મ્હેં જ્યોતિની જગ્યા સાચવી આ ગુપ્ત મંડળની છૂપી બીનાઓ જાણવા નિશ્ચય કર્યો.

એક રાત્રે હું મ્હારા આ વિચારને અમલમાં મૂકવા " જ્યોતિ " ને મકાને ગયો. દાદરને છેલ્લે પગથીયે જ્યાં પગ મુકયો, ત્યાંજ મ્હેં જે દેખાવ જોયો, તે ખરેખર હૃદયભેદક હતો. જ્યોતિ લોહીલોહાણ થઇ જમીન ઉપર ચત્તાપાટ પડી હતી· એક કાળી આકૃતિ બારીમાંથી ન્હાસી રહી હતી.

મધ્ય રાત્રિનો સમય હતો. જ્યોતિએ છેવટના આંખો ખોલી મ્હને ત્યાં જોયો, મ્હને તે ખુનીજ ધારી...મરતાં મરતાં બોલી... " ઓ ! હા ! અબળાઘાતી... "

મ્હેં તેના રૂંધાતા કંઠમાં તથા આંખો ઉપર પાણી મુક્યું. "જ્યોતિ ! અરે ! તું શું કે'વા ઇચ્છે છે ? ખુની હું નથી. એ તો ન્હાસી ગયો છે. "

" આહ! આ... બરાબર છે, તેને મ્હેં શું ઓછો રોવડાવ્યો છે? હા! એક શ્રીમાન યુવાન! ત્હને એક રસ્તાનો રખડતો ભિખારી બનાવ્યો...પાપની શિક્ષા..."

તે પોતાના ખુનીનું નામ ઠામ બોલ્યા વિનાજ આલોક છોડી ગઇ. પરન્તુ તેના આગલા શબ્દો ઉપરથી શું બન્યું? તે સ્હેલાઇથી સમજી શકાય એમ હતું. જ્યોતિથી લૂંટાઇ ભિખારી થએલ કોઇ યુવાને આજે જ્યોતિ ઉપર વૈર વાળ્યું હતું. હા! પૈસો શું નથી કરાવતો?

કયાં મ્હારૂં આવવું? કયા જ્યોતિને સમજાવી તેની જગ્યા સાચવવા વિચાર? અને કયા તેનું ખુન? કેવો અનાયાસ સંજોગ! જ્યોતિનું શબ મ્હેં રાતોરાત ઠેકાણે પાડયું. કેવળ એકજ રાત્રિમાં મ્હોટા ફેરફાર થઇ ગયો. જયન્ત જ્યોતિબાળાનું અભિધાન શોભાવવા લાગ્યો.

કંઠ, ગળી તથા અન્ય રીતભાતે પકડાઇ જવાની બ્હીકે મ્હેં લગભગ બે ત્રણ માસ સખ્ત માંદગીનું બ્હાનું કાઢયું. એકકાના માણસોને ઠગ્યા. અને તે પછી સારા થયાનો ઢોંગ કરી હુંય મંડળમાં જોડાયલો ને " જ્યોતિ"નાજ વેશે કાર્ય કરી રહયો. દીનેશ બાબુ! વધારે તો શું કહું? પરન્તુ મરનાર જ્યોતિના આ મંડળની ગુપ્ત નિશાની "બાંગા" ને પણ મ્હેં આ ડાબે હાથે શાહી ચડે કરી છે. જુઓ!" કહી જયન્તે તે બધાને બતાવી.

જ્યોતિના વેશેજ મંડળને ઠગી, તમામ બાતમી જાણવા લાગ્યો. તમે મહેશબાબુના દસ્તક તરીકે હોઇ, મંડળીને પકડવા ફરી રહ્યા છો, તે ખબર મ્હને મળી, અને તેથીજ મ્હેં તમને મદદ કરવા માંડી.

-છતાં બિન્દુ ! તનેજ પારખી શકવા ન પામી, જો કે મને ત્હારા ઉપર ચોક્ખો વ્હેમ હતો ! "

આત્મકથાઓનો અંત આવ્યો, અને તેની સાથેજ વિષપાન કરેલ બિન્દુનો જીવનદીપ નિર્વાણ પામ્યો. મરતી બિન્દુએ એક છૂપી વાત ઇન્દુને કાનમાં કહી પોતાનો પ્રાણ છોડયો.

ગમે તેવી છતાં બિન્દુને ખાતર તેના પતિ જયન્તે ! બનેવી દીનેશે ! તથા બ્હેન ઇન્દુએ આંસુડાઓ વેર્યાં.

વાંચક ! તુંયે આ ચોકટના એક્કા ઉર્ફે અભાગિની બિન્દુમતીના સર્વ કુ-કૃત્યો વિસારી માથા દીસે બે આંસુ વેર !

અસ્તુ !

## " ઉપસંહાર ! "

(૧) દીનેશે પોતાનું વચન પાળી બતાવ્યું. પોતાની સાળી બિન્દુની લાશને ન ચોકટના એક્કા તરીકે ઓળખાવી કે ન સરકારમાં સોંપી પરન્તુ તેને બદલે વિક્રાળસિંહના શબને સોંપવામાં આવ્યું.

(૨) નવ-યુવાન દીનેશબાબુએ કલકત્તાની આ સીક્રેટ સોસાયટી, કે જેને પકડવા હજારો ડિટેકટીવોએ જાન ખોયા હતા, તે ચોકટના એક્કાને તેની આખી ટોળી સાથે પકડી આપવામાં જે વીરતા, અને ચાલાકી બતાવી આપી, તેની સરકારમાં કદર થઇ. દર વરસે એક લાખ રૂપીઆના મ્હોટા પગારે તેની ખાસ સરકારી ડિટેકટીવ તરીકે નિમણુક થઇ, નવયુવાન દીનેશ તે પછી કલકત્તાનો સુવિખ્યાત ડિટેકટીવ દેવેન્દ્રને નામે પ્રસિદ્ધ થયો.

(૩) બિન્દુના મર્ણાઘાતે જયન્તના હૃદયમાં ભારી પલટો માર્યો. પુનર્લગ્નનો વિચાર માંડી વાળી, તેણે અવશેષ આયુષ્ય બ્રહ્મચર્ય ગાળવામાંજ પૂરૂં કર્યું. દીનેશ જ્યારે ડિટેક્ટીવ દેવેન્દ્ર નામધારી થયો, ત્યારે તે પોતાને આ ઉત્તમ પદવીએ ચઢાવવામાં મદદ કરનાર જયન્તને ન ભૂલ્યો. આગળ જતાં જયન્તે પાછું એન્જ લાઇનમાં રસ લઇ, તેના જમણા હાથ, યાને મિત્ર તરીકેનો ભાગ ભજવ્યો.

(૪) બિન્દુની ચોળીના ગજવામાંથી **તેર પાનાની** ચોકટની કેટ નીકળી આવી પ્રત્યેક પાનાની પાછળ કામ કરનાર પ્રત્યેક નંબરની છબીઓ હતી. એક્કો, બાદશાહ, દરી, તીરી, અને પંજો, તેમાં અનુક્રમે બિન્દુમતિ, રજનીકાન્ત, ચંદ્રિકા જ્યોતિ, અને ઇન્દીરાના ફોટાઓ હતા. ચિત્રની નીચે નાના અક્ષરે સત્ય અભિધાનો પણ લખાયલા હતા.

(૫) ઇન્દીરાના વીલની શંકા ભરતીએ બિન્દુએ કાનમાં કાંઇક કહી નાંખી નાખી. જેમાં પોતે સાચું વીલ બાળી દીધું છે; અને ઇન્દીરાના હાથ માંહેનુ નકલી છે, એ તેણે તેને જણાવી દીધું. ઇન્દુના કે'હવાથી દીનેશ તે સાચા વીલની એક અવશેષ કોપી સોલીસીટરને ત્યાંથી પુનઃ મેળવવામાં ફાવ્યો.

(૬) ઇન્દીરા તથા દીનેશ પતિ-પત્ની તરીકે વર્તમાન પત્રોના પાના ઉપર ચઢી ચૂકયા.

## "ગવર્મેન્ટ ગેઝેટ."

રુપીઆ એક લાખનું ભારી પારિતોષન.
ડિટેકટીવ દેવેન્દ્રની પદવી.
પેલો બહાદુર ચોકટનો એકકો તેની સોનેરી ટોળી સાથે પકડાયો.

# લાલનો એક્કો યાને વીર લુંટારૂ

છૂપી પોલીસની સચિત્ર વાર્તા.

નહિલિસ્ટોના પંજામાં યાને એ બુરખાવાળી કોણ ?



છૂપી પોલીસ મગજશક્તિનું ખીલવું. મૂલ્ય ! ફક્ત આઠ આના.

ફકત નવ આનાની ટીકીટ બીડો.

—: વેપારીઓ તથા ફેરીયાઓને ખાસ લાભ. :—

સચીત્ર ઐતિહાસીક નવલકથા.

# વિનાશીની વામા!

દળદાર પુસ્તક પાકું પુઠું મુલ્ય માત્ર રૂા. બે



આ નવજીવન પુસ્તકાલય, ટાવર રોડ, સુરત.

યાને રામગઢનો સર્વનાશ. આવાંજ નવ સુંદર ચીત્રોથી ભરપુર. પૃષ્ટ ૩૫૦